શ્રી સ્વામિનારાયણ પ્રસન્નોસ્તુ.

# શિક્ષાપત્રી

[ કવિતમાં ].

---

રચનાર,

**સદ્ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામિ.**

**વડતાલ.**

છપાવી પ્રસિદ્ધકર્તા,

**માસ્તર ચીમનલાલ જીભાઈ પરીખ.**

સ્વામિનારાયણના મંદીર પાસે

**પેટલાદ.**

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૫

કિંમત ૦-૧-૦.

શ્રી સ્વામિનારાયણઃ પ્રસન્નોસ્તુ.

# શિક્ષાપત્રી.

## [ કવિતમાં ].

---


રચનાર,

સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામિ.

વડતાલ.



છપાવી પ્રસિદ્ધકર્તા,

માસ્તર ચીમનલાલ જીભાઈ પરીખ.

સ્વામિનારાયણના મંદીર પાસે

પેટલાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૫.

કિંમત ૦-૧-૦.



**निखिल निगमसार दिव्य मूर्ति ।**
**सुखद विचित्र चरित्र दिव्य कांतिम् ॥**
**कलि कलुष हरं वरं विशुद्ध—**
**वरदमहं हृदये स्मरामि धार्मिम् ॥ १ ॥**

અર્થ—સર્વ વેદના સારરૂપ જે ઉપનિષદ્, તેમાં જેમની દિવ્ય મૂર્તિનું વર્ણન કરેલું છે એવા, સુખ આપનારા, વિચિત્ર લીલા કરનારા, દિવ્ય કાંતિવાળા, નામ સ્મરણ કરનારા; મનુષ્યોનાં પાપોને હરનારા, સર્વમાં શ્રેષ્ઠ, શુદ્ધ ચરિત્રવાળા અને વર આપનારા ધર્મદેવના પુત્ર જે શ્રીહરિ, તેમનુ હુ હૃદયમાં સ્મરણ કરૂંછું. ૧.

# શ્રી બ્રહ્માનંદ સ્વામિ વિષે.

जनैः पुण्यैः प्रार्थ्यैर्हरिचरणसं प्राप्तमतिभि
स्तनीयातीनां यं सपदि दहने कृष्णसदृशम् ।
महामुक्त सक्त सततसहजानन्द चरणे
मुनिं ब्रह्मानन्द गुरुवरमहं नौमि सततम् ॥१॥

**અર્થ**—ઘણા પુણ્યશાળી તથા શ્રીહરિનાં ચરણમાં જેમની બુદ્ધિ પરાયણ છે એવા મહાત્મા પુરૂષોએ પ્રાર્થના કરવા યોગ્ય, પોતાના ભકતજનોની પીડાઓને બાળી નાખવામાં કૃષ્ણ સમાન, મોટા મુક્ત પુરૂષ તથા શ્રીજી મહારાજ શ્રી સહજાનંદસ્વામિનાં ચરણ કમળ વિષે નિત્ય આસક્ત રહેનારા મહાગુરૂ શ્રી બ્રહ્માનંદ મુનિને હું નિત્ય નમસ્કાર કરૂંછુ. ૧.

—

॥ શ્રી પરમાત્મને નમઃ ॥
॥ શ્રી સહજાનંદાયનમઃ ॥

# શ્રી શિક્ષાપત્રી લીખ્યતે.

—

## પદ—રાગ ધોળ.

——— ———

( ઓરા ઓરાને આવોરે કે સું-
દરવર છેલા ) એ ઢાલ છે.

સદા મંગલકારીરે કે શ્રી ઘનશામ સહી ॥ સુત ભક્તિ ધર્મનારે કે તે છબી ઉરમેંરહી. ॥ ૧ ॥ કામાદિક શત્રુરે કે અ-ધર્મ વંશ કયા ॥ તેને ટાલ્યાને અર્થે રે કે પોતે પ્રગટ થયા ॥ ૨ ॥ કલિ મલ મત બીજા રે કે માયા તિમર છબિ ॥ તેને લો-

ટયા સારૂ રે કે પ્રગટયા પ્રગટ રવિ ॥ ૩ ॥ અતિ અધિક પ્રતાપીરે કે મૂર્તિ સુખકા- રી ॥ ભવપાર ઉતાર્યા રે કે અગણીત ન- રનારી ।. ૪ ॥ સહુજાનંદ સ્વામિરે કે સાચા કલ્પતરૂ ॥ બ્રહ્માનંદકે મારે રે કે ઇષ્ટ અનુપ ગુરૂ ૫. પદ ૧.

અવિદ્યાના મતને રે કે જેણે ઉખા- ડયો ॥ મુક્તિનો મારગ રે કે સુધો દેખાડયો ॥ ૧ ॥ ધર્મવંસિ બે બ્રાહ્મણ રે કે આચારજ કીધા ॥ મંદીર સત્સંગી રે કે સૌવેંચી દીધા. ॥ ૨ ॥ મહા જજ્ઞ કરી- ને રે જમાડયા દ્વિજ કોટિ, તેણે કરી વા- ધી રે કે અતિ કીરતી મોટી. ॥ ૩ ॥ પુરવ ને પશ્ચિમરે કે દક્ષિણ ઉત્તરમે ॥

ભક્તિ વિસ્તારી રે કે અતિ ગુર્જર ધરમે ॥ ૪ ॥ કરી પ્રગટ સમાધિરે કે કર્યા સરવે નિષ્કામિ ॥ બ્રહ્માનંદ કહે એવા રે કે સહજાનંદ સ્વામિ ॥ ૫ ॥ પદ ૨.

કરૂણાને સિંધુ રે કે સૌને સુખ કાજે ॥ શિક્ષાની પત્રી રે કે કીધી મહારાજે ॥ ૧ ॥ પત્રીમે સુંદર રે કે સર્વે વાત લખી ॥ સુધ જાણી કીધી રે કે નિજ મૂર્તિ સરખી ॥ ૨ ॥ ઉદ્ધવના મતનું રે સ્થાપન અધિક કર્યું ॥ જે શરણે આવ્યાં રે કે તેનું કારજ સર્યું ॥ ૩ ॥ જેણે અંતર ધરિયા રે તે સરવે થયા સુખીયા, નરત્રિય બડભાગિ રે કે તેમણે ઓલખીયા ॥ ૪ ॥ બ્રહ્માનંદ કે મમ ગુરૂ રે કે સહજાનંદ ભાણું ॥ કરે પત્રી કરવારે કે મંગલ ઇષ્ટ તણું ॥ ૫ ॥ પદ ૩.

જેને વામે ભાગે રે કે રાધા અ-
ધિક કલા ॥ વલી ઉરને ઉપર રે કે
વાસ કરચો કમલા ॥ ૧ ॥ વંદાવન માંઇ
રે કે અખંડ વિહાર કર્યો ॥ કંદર્પ તુછ ક-
રીને રે કે તેનો માન હર્યો ॥ ૨ ॥ ગો-
પિને મનડે રે કે શ્રી ઘનશામ ગમ્યા ॥
કરી ખટ મહિનાનીરે કે રાત્રી રાસ
રમ્યા ॥ ૩ ॥ ધરી નટવર મૂર્તિ રે કે
ગોકુલમે વિલસા ॥ એવા અખંડ વિહારી
રે કે અંતર માંઇ વસ્યા ॥ ૪ ॥ શ્રી રાધા
કૃશ્નની રે કે મૂર્તિ અતિ પ્યારી ॥ બ્રહ્મા-
નંદનો સ્વામિ રે કે છે મંગલકારી ॥ ૫ ॥

**પદ ૪.**

---

## પદ રાગ ગરબી.

(મારો મત કહું તે સાંભલો વ્રજવાસીજી)
એ ઢાલ છે ॥ એ રાધા કૃષ્ન ઉરમે રખું ॥
સૌ સાંભલજ્યો રહો વરતાલે પત્રી લખું ॥
સૌ ॥ ૧ ॥ સત્સંગી સર્વે દેશના ॥ સૌ ॥
તમે ગ્રાહક સત્ય ઉપદેશના ॥ સૌ૦ ૨ ॥
રામ પ્રતાપ ઇચ્છારામ છો ॥ સૌ૦ ॥ મમ
ભ્રાત ધર્મ સુત નામ છો ॥ સૌ૦ ૩ ॥ સુત
તેમના બેઉ તમે ધીર છો ॥ સૌ૦ ॥ વલી
અવધ પ્રસાદ રઘુવીર છો ॥ સૌ૦ ૪ ॥
જે મુકુંદ આદિ બ્રહ્મચાર છો ॥ સૌ૦ ॥
ગૃહિ મયારામ ભટ સાર છો ॥ સૌ૦ ॥
૫ ॥ સધવા વિધવા છો જુવતી ॥ સૌ૦
મુક્તાનંદ આદિ જે જતિ ॥ સૌ૦ ૬ ॥
એ આશિશ અમારી વાંચજો ॥ સૌ૦ ॥
નિજ ધર્મ રખણુ એમે રાચજો ॥ સૌ૦ ॥

૭ ॥ બ્રહ્માનંદ કે એ આશિશ કે હરિ ॥ સૌ૦॥ માંહી નારાયણ સ્મૃતિ ખરી ॥ સૌ૦ ૮

પદ ૧.

વલી શાસ્ત્ર જુક્ત સુખરૂપ છે સત્‌-સંગીજી ॥ એ આશિર્વચન અનુપ છે ॥ સ. ૧ ॥ હવે લખવા કારણ એમ છે ॥ સ. ॥ આ પત્રી સૌનું ક્ષેમ છે ॥ સ. ૨ ॥ મન એક વતી કરી ધારજો ॥ સ. ॥ એમાં સૌનું હેત વિચારજો ॥ સ. ૩ ॥ હું કરી હેત તમને કહુ ॥ સ. ॥ એમ વરતો તો રાજી રહું ॥ સ. ૪ ॥ શ્રી ભાગવત આ-દિક ગ્રંથ છે ॥ સ. ॥ સદ્‌શાસ્ત્ર મોક્ષનો પંથ છે ॥ સ. ૫ ॥ સદ્દશાસ્ત્ર માઈ યમ નિમરચાં ॥ સ. ॥ અહિંસાદિક સ્નાના-દિક કચાં ॥ સ. ૬ ॥ યમનિયમ મનુષ્ય જે ઉર ધરે ॥ સ. ॥ તે સહુજે ભવસા-

ગર તરે ॥ સ. ૭ ॥ જે કુબુદ્ધિએ વિ-
સારસે ॥ સ. ॥ બ્રહ્માનંદ હરિકે હેમત
હારસે ॥ સ. ૮ ॥ પદ ૨.

માટે તતપર થૈ મમ દાસ સુણો
સત્ય ભાખુ છું ॥ રાખો આગ્રહ નિત્ય
એ વાત તણો ॥ સ. ૧ ॥ હું કહું
છું સાચી પ્રીતમેં ॥સ.॥ રહો પત્રી કેરી
રીતમેં ॥ સ. ૨ ॥ મારા જન જીવ હિં-
સામાં કરો ॥ સ.॥ વળી પાપ થકી અ-
તિસે ડરો ॥ સ. ૩ ॥ જુમાંકડ ચાંચડ
મછર જુવા ॥ સ. ॥ એને જાણી કેદી
નવ મારવા ॥ સ. ૪ ॥ કેદી દેવ પીત-
રના લાગમે ॥ સ. ॥ જજમાન તણા વલી
જાગમે ॥ સ. ૫ ॥ અજ મૃગલા સસલા
મીનને ॥સ.॥ એ અર્થે ન હણવા દીનને
॥ સ. ૬ ॥ અતિ અધિક અહિંસા ધર્મ

કહ્યો ॥ સ. ॥ સર્વ શાસ્ત્ર માંઇ શોભિ રહ્યો ॥ સ. ૭ ॥ બ્રહ્માનંદ હરિકે સુણી લીજીયે ॥ સ. ॥ કોઈ જીવહિંસા નવ કીજીયે ॥ સ. ૮ ॥ પદ ૩.

ધન રાજ ત્રિયાદિ તુછ ધારવું કહું પ્રીત કરી ॥ એ કાજ મનુષ ન મારવું ॥ ક. ૧ ॥ નિજ આત્મઘાત કરવી નહી ॥ ક. ॥ કોઈ તીર્થને પણ માંઇ રહી ॥ ક. ૨ ॥ ક્રોધે નિચ કર્મે કચુવાઇને ॥ ક. ॥ ન મરો ફાંસી વિખ ખાઇને ॥ ક. ૩ ॥ વળી યજ્ઞ પ્રસાદી જોઇને ॥ ક. ॥ પણ માંસ ન ખાવું કોઇને ॥ ક. ૪ ॥ દેવ નિવેદ તોય તજી દીજીયે ॥ ક. ॥ કેદી સુરાપાંન નવ કીજીયે ॥ ક. ૫ ॥ સુરા ત્રણ પ્રકાર ઉર આણજો ॥ ક. ॥ ગૌડિ તે ગુલની જાણજો ॥ ક. ૬ ॥ મઉડાની કહાવે માધવી

॥ક.॥ એને કોઇ દિવસ નવ સાધવી. ॥ક. ૭॥ બ્રહ્માનંદ હરિ કહે છે લોટ તણી ॥ ક. ॥ પોષ્ટિ નામે કરીને ભણી ॥ ક. ૮ ॥ પદ ૪.

---

## પદ રાગ ગરબી.

એક સમે શામ સુંદરનીરે અસવારી નીકળી રે, એ ઢાલ છે; એકાદશ મદ્ય કહાવે રે, તે તો રસ ઝાડનો રે; પનસને દ્રાક્ષ મધુકી રે, ખજુરી તાડનો રે. ૧. ઈક્ષુમ ઉસીર આ-રીઠો રે, મૈરીના લેરીયું રે; કેવાય છે મદ્ય એકાદશ રે, હૈતુને પ્રેરીયું રે. ૨. આ કારજ પર પોતાથી રે; થયું કહે·શ્રીહરિ રે; તોઈ અંગ છેદ ન કરવો રે, ક્રોધે શસ્ત્ર કરી રે. ૩. ધર્મને અર્થે ચોરી રે, ન કરવી કોઇને રે; નિરંતર પગલું ભરવું રે, વિચારી જો-ઇને રે. ૪. ધણીયાતુ ફુલ ફલાદિક રે, કાષ્ટ

તૃણુ દેખીય રે; માગ્યા વિના હાથ ન ગ્ર-
હવું રે, સરપ જેવું લેખીયે રે. ૫. કેદી
વ્યભિચાર ન કરવો રે, નર ત્રિય કોઇને રે;
અહોનિશ ધર્મમે રેવું રે, અમારા હોઇને રે.
૬. જુવાહિક વસન ન કરવું રે, કેદી મારા
દાસને રે; ભાંગાહિક કેફ ન કરવો રે, જા-
ણી પરિહાસને . ૭. કહે બ્રહ્માનંદનો વા-
લો રે, વચન ઉર ધારજો રે; પ્રભુને જાણજો
સાચા રે વિષય વિસારજો રે ૮. પદ ૧.

જેનું અન્ન નીર ખપે નૈરે, ઉતરતો
જાતનોરે; તેને ઘર રાંધ્યો હોવે રે,
ભોજન ભાત ભાતનો રે. ૧. પ્રસાદિ કૃ-
ષ્ણને મહાત્મે રે, તોઈ નવ લીજીયે રે; ચ-
રણામૃત તેના ઘરનું રે, તેઇ નવ પીજી-
યે રે. ૨. જગન્નાથપુરિને માંઈ રે, એ દો-
ષ ન જાણવો રે; તે વિના સર્વ ઠેકાણે રે,

વિચાર એ આણુવો રે. ૩. પોતાના સ્વાર્થ કાજે રે, ધીરજ મનમે ધરેરે; મિથ્યા અપવાદ ન ધરીએ રે, કોઇને ઉપરે રે. ૪. દેવતા તીર્થ બ્રાહ્મણ રે, શ્રુતિ સતિસંતની રે; નિંધા નવ કરવી નસુણવી રે, રીતિ બુ-દ્ધિવંતની રે. ૫. સુરાને માંસ નિવેદ્યમે રે, ધરે જેના જયાગમે; રે અજાદિક જીવ હ-ણાયે રે, કે જેના લાગમે રે. ૬. કેદી એવા દેવની પ્રાણીરે, પ્રસાદિ ન લીજીયે રે; એ-વાં એવાં વચન અમારાં રે, ધારી દ્રઢ કી-જીયે રે. ૭. શિવાદિક દેવના મંદિર રે, મા-રગમે જોઇને રે: બ્રહ્માનંદ વંદન કરવું રે, ભાવે જુત હોઇને રે. ૮. પદ ૨.

પોતાના વરણ આશ્રમનો રે, ધર્મ નવ મેલીયે રે; પરાયા ધર્મને પ્રાણી રે, કેદી નવ ઝીલીયે રે. ૯. પાખંડિ કલ્પિત

મતનુ રે, ગ્રહણ નવ કીજીયે.રે; નિરંતર વાત અમારી રે, ધારીને લીજીયે રે. ૨. અમૂલક કૃષ્ણની ભક્તિ રે, વલી ધર્મ આપણો રે; જેને વચને કરી આવે રે, બેમે મોલા પણો રે. ૩. કેદી તેના મુખથી ન સુણીયે રે. કથા હરિ વારતા રે; એવા હરિ વિમુખની વાણી રે, રખે ઉર ધારતા રે. ૪. દ્રોહ પર પોતા કેરો રે, થાય જેણે કરીરે; એવુ સત્ય વચન વદનથી રે, ન જાવું ઉચરી રે. ૫. કૃતઘ્નીનો સંગ ન કરવો રે, લાંચ નવ લીજીયે રે; ચોર પાપી વ્યસની પાખંડિ રે, તેને તજી દીજીયે.૬. કામી લોક ઠગવા સારૂં રે, કર્મને આચરે રે; એના જે સંગને ત્યાગે રે, તે જગમે ઉગરે રે, ૭. સાધુ અસાધુ કેરૂં રે, રાખો તમે પાર-

ખું રે; વાલો બ્રહ્માનંદનો કેછે રે, ન હોવે સારખું રે. ૮. પદ ૩

ભકિતને જ્ઞાનની ઓથે રે ફરે, જગ ડોલતા રે; નારી ધન રસ લીધાની રે, ઘણી મન લોલતા રે. ૧. પ્રવર્ત્યા પાપને સારૂ રે, દેખાતા ઉજલા રે; સંસારી સુખને કાજે રે, થાય અતિ આકલા રે. ૨. એવાનો સગ ન કરવો રે, કે મારા દાસને એની જો સોબત રાખે રે, તો પામે ત્રાસને રે. ૩. કૃશ્ન કૃશ્ન અવતાર કેરૂં રે, ખંડણ જુગતે કરે રે; એવાં કેદી શાસ્ત્ર ન માને રે, નહિ શ્રવણે ધરે રે. ૪. ગલ્યા વિના દુધને પાણી રે, કેદી નવ પીજીયે રે, બહુ ઝીણા જંતુ જલમેં રે, સ્નાનાદિ ન કીજીયે રે. ૫. ઔષધ જે દારૂને માંસે રે, જુક્ત થયું જોઇને રે; નિશ્ચેતે ઔષધ ન ખાવું રે, મારા

જન કોઇને રે. ૬. વલી અણજાણ્યે વૈદેરે, કે દીધું આણીને રે; તે ઐાષધ કેદિ ન ખાવું રે, કે મારા પ્રાણીને રે. ૭. અજાણ્યું ઔષધ કોઇ રે, કેદિ નવ ચાખજો રે; વાલો બ્રહ્માનંદનો કેછે રે, વચન એ રાખજો રે. ૮. પદ ૪

---

**પદ રાગ ધોલ.** ઓરા એરાને આવો રે, કે સુંદર વર છેલા એ ઢાલ લોક શાસ્ત્રમેં વર્જ્યા રે; કે જીરણ દેવ દેરાં નદી ઘાટ સરોવર રે, ખેત વાવ્યાં ધાન કેરાં. ૧. મલ મુત્ર ને થુંકવું રે, એ બે થલ ન કરવું; એવાયક માંરૂ રે, કે અંતર મેં ધરવું. ૨. ચોર વાટે ન જાવું રે, ન આવવું એ વાટે; રાજ મારગ મેલીરે, કે ચાલીયે શા માટે. ૩. ધણીયાતી જગ્યામાં

રે, કે કરવો વાસ જારે; તેના ધણીને પુ-
છયા વિનારે, ન કરવો તે તારે. ૪. નારિ
મુખથી ન સુણવી રે, હરિની કથા નરને
છેટે; એથી રેવું રે, કે જાણી અતિ ડરને.
૫. નારિને રાજા રે, રાજાના ચાકરથી એ-
થી; વાદ ન કરવો રે, શિખામણ એ ધરથી.
૬. ગુરૂને વળી જગમેં રે, કે માણુસ ભા-
રીનો વળી વિદ્યાવંતા રે; કે આયુધ ધારી-
નો. ૭. અપમાન ન કરવું રે, કે એમનું
જાણીને ઘણું માન દઇને રે; કે કેવું વ-
ખાણીને. ૮. બ્રહ્માનંદ સૌ કૃતમાંરે, હરિ
કહે ધીરે રેવું; હોય પુન્યનું કારજ રે, તો
તતક્ષણ કરી લેવું. ૯. પદ ૧.

વિદ્યા ભણુવી ભણાવવી રે, બીજાને
ઉમંગ ભરી, નિત્ય રાજી રેવું રે, સાધુ-
નો સંગ કરી. ૧. ગુરૂ દેવ નૃપને જોવા રે,

જાઇયે ભાવ આણીને તારે ઠાલે હાથે રે,
ન જાવું જાણીને. ૨. કેદિ ઘાત ન કરવીરે,
કોઈ વિસવાસીને; નિજકીર્તિ ન કેવીરે, કે
મુખ પ્રકાશીને.૩. જે વસ્ત્ર પેર્યાંથીરે, દેખાય
તન બારે; એવા વસ્ત્ર ઝીણાને રે, ન પેરે
જન મારો. ૪. શ્રીકૃષ્ણુની ભક્તિ રે, વિના
ધર્મ ન કરવી; મુઢ નિંદ્યાથી કૃક્ષની રે,
સેવા નવ પરહુરવી. ૫. શ્રીકૃષ્નને દરશનેરે,
આવે જોરે મંદિરમેં; નર ત્રિયા ન પર્સેરે
અંતરમેં કે ડરવું. ૬. કૃષ્ન દિક્ષાને પામ્યા રે,
ધર્મવંશી ગુરૂ પાસે; એવા બ્રાહ્મણ ક્ષત્રીરે,
કે વૈશ્ય હુરિદાસે તે તુલસીની કંઠી રે,
ગલા વિચમેં રાખે; બ્રહ્માનંદનો વાલો રે,
કે સત્ય વચન ભાખે. ૮. પદ ૨.

ત્રૈવરણિક ઉભું રે, તિલક કરે
ચંદનનું; બાનું દેખાયે રે, તેણે જગ-

વંદનનું. ૧. અથવા હરિ સેવા રે, કે કરતાં ચંદન રચું; કંકુને કેસર રે, જુક્ત તેહ કરવું કચું. ૨. જેનું તિલક કરીજે રે, કે ચાંદલો પણ તેનો વલી કંકુ પ્રસાદિ રે; રમા રાધા બેનો. ૩. સત શુદ્ર હોયે જેરે, કે કૃષ્નની ભક્તિ કરે; ત્રૈવરણીની પેરચેરે, કે કંઠીતિલક ધરે. ૪. ભક્ત બીજા રાખે રે, કે ચંદનની માલા તિલક વિના; ચાંદલા કરવા રે, કે ભાલે રૂપાલા. ૫. રૂદ્રાક્ષ ત્રિપુંડર રે, જેને કુલ રીત ખરી; મમ દાસ થઇને રે, કે રાખો પ્રીત કરી. ૬. નારાયણ શંકર રે, કે એક કેવાય છે બ્રહ્મ રૂપે; એક કરીને રે, જેને વેદ ગાય છે. ૭. શાસ્ત્રને માંઇ કયા છે રે, કે આપદ ધર્મ જેને; બ્રહ્માનંદ થોડે કઠેરે, ન કરવા મુખ્ય એને. ૮. પદ ૩.

દિન ઉગ્યા પેલું રે, કે જાગવું હરિ જનને; કરવું ધ્યાન કૃષ્ણનું રે, કે રાખવું થિર મનને. ૧ મન મોહન મૂર્તિ રે, કે અંતર ધારીજે; હૈયે અંગ હરિનાં રે, સદા સંભારીજે. ૨ તે કેડે ઉઠી રે, કે શૌચ વિધિ જાઈજે; બેસી દાતણ કરવું રે, કે શુદ્ધ જલ નાઈજે ૩ ધોયું વસ્ત્ર ધરીનેરે, કે આસન શુદ્ધ બેસીજે, પુરવ ઉત્તર રૈનેરે, કે જલ આચમન કીજે. ૪ સાવકાસે બેસી રે, કે તિલક ઉભું કરીયે; તેને વિચમે ચાંદલો રે, કે કુંકમનો ધરીયે. ૫ કંકુ ચાંદલો કરવો રે, કે સધવા નારિને; વિધવાને એ કોઇરે, કે ન કરવું વિચારીને. ૬ પછે કૃષ્ણની પૂજા રે, કે માનસી સર્વે કરો; પટ મૂર્ત્તિ કૃષ્ણની રે, કે તેને પગે શિશ ધરો. ૭ આઠ અક્ષર મંત્રનો

રે, કે ઉચ્ચાર કરી લીજે; બ્રહ્માનંદનો વાલો કહે રે, કે પછી વ્યવહાર કીજે. ૮. પદ ૪.

---

## પદ રાગ ગરબી.

ચાલ સખી જોવાને રે જાઇએ, ખાંતીલો વનમાં ખેલે રે એ ઢાલ. અંબરિષ જેવા આત્મ નિવેદિ, ભક્ત કેવાણા ભારી રે; માનસી પૂજા સુધી અનુક્રમે, કર્મ કરે સુવિચારી રે. ૧ સ્નાનાદિક ક્રિયા પ્રથમ કરીને, કૃષ્ન સેવા વિધિ સુજો રે; ધાતુ પાષાણુની મૂર્તિ મનોહર, શાલગ્રામને પૂજેરે ૨ સપત્તિ જોગ નિવેદસામગ્રી, અરપીને શિશ નમાવીયે રે; આઠ અક્ષરનો મંત્ર કૃષ્નનો, જપીને સુખીયા થાઇયે રે ૩ કૃષ્નના સ્તોત્રનો પાઠ હુમેશાં, કરવો તે ભક્તિ પ્રમાણે રે; જે ગિરવાણ ભણ્યો નહિ તે, હરિના ગુણ

કીર્ત્તન મુખ આણે રે. ૪ હરિને નિવેદ કરીને પ્રસાદી, ભાવ સહિત લેવે રે; કૃષ્ન તણી ભક્તિ કરનારા, પ્રીત જુક્ત નિત્ય રેવે રે. ૫ નિર્ગુણ હરિને સંબંધ કરીને, ક્રિયા પણ નિર્ગુણ તેની રે; તે સદા નિર્ગુણ ભક્ત કેવાય, આગી છે વાતું એની રે. ૬ જે સત્ સંગમેં આત્મ નિવેદી, વૈશ્નવ નામ ધરાવે રે; કૃષ્નને અર્પ્યા વિના કોઇ દાડે, જલ પણ મુખ ન લગાવે રે. ૭ કંદને પત્ર ફૂલાદિક વસ્તુ, અર્પ્યા વિના નવ ખાવે રે બ્રહ્માનંદનો વાલો કહે તે, આત્મનિવેદી કહાવે રે. ૮ પદ ૧.

આત્મનિવેદી અમારારે, મતમેં સૌ થી અધિક કહાવે રે; પ્રેમ સહિત રહે વચન પ્રમાણે, તે મુજને અતિ ભાવે રે. ૧ આત્મનિવેદી હોવે જારે રોગી, કે

ઘરડો થૈ જાયે રે; કે કોઈ આપદ કાલ પડે તારે, કૃષ્ણ સેવા નવ થાય રે. ૨ તારે સેવા બીજા ભક્તને દૈને, કૃષ્ણ કૃષ્ણ મુખ કેવું રે; માનસી પૂજા શક્તિ પ્રમાણે કરીને આનંદે રેવું રે. ૩ આચાર્જે દીધી જે પ્રતિમા, કે થાપન કીધી જેને રે; કૃષ્ણ સ્વરૂપ એ સેવવા જોગ્ય છે, નમસ્કાર બીજા તેને રે. ૪ હેત સહિત નિત્ય હરિને રે મંદિર, સાંજ સમે સૌ જાયે રે; નામ ને કિર્ત્તન રાધા પતિનાં, ઉંચે તે સાદે ગાયે રે. ૫ ઉછવમેં હરિ કીર્ત્તન કરવાં, વાજાં તે અધિક વજાડી રે; વાલપ સહિત હરિની રે વાર્ત્તા, કેવી સાંભળવી દાડી રે. ૬ આ કારજ નિત મારા રે, જનને કરવા જોગ્ય સદાઇ રે; સંસ્કૃત પ્રાકુત ગ્રંથને ભણવા, અધિક અધિક લે લાઇ રે.

૭ જે ગુણ જુક્ત હોવે નર તેને, તેવું કામ બતાઇયે રે; બ્રહ્માનંદ હરિકે વગર વિચારૂં, કઇયે તો મુઢ કેવાઇયે રે. ૮. પદ ૨.

જે આપણા ઉપજોગમેં આવે, કેવાય નિજ દાસ રે; અન વસ્ત્ર કરી સંપત્ત પ્રમાણે, કરવી તેની બરદાસ રે. ૧ જેવો જે પુરૂષ હોય તેને, મનમે પ્રથમ વિચારી રે; તેવે વચન કરીને બોલાવે, દેશ કાલ અનુસાર રે. ૨ ગુરૂ ભૂપાલ શ્રેષ્ટને ત્યાગી; તપસ્વી ને વિદ્વાન રે, ઉભા થૈ એમનું અતિ કરવું, વિનય સહિત સનમાન રે. ૩ રાજા દેવ ગુરૂ પાસે બેસીને પગ પર પગ ન ચડાયે રે; વસ્ત્રે કરી ઢીંચણ નવ બાંધવા, જારે સભામાં જૈયે રે. ૪ પોતાના આચાર્ય સાથે, કોઇદિ વિવાદ ન કીજે રે, અન ધન વસ્ત્રથી શક્તિ

પ્રમાણે, સર્વે મળી પૂજે રે. ૫ તે આ-
વ્યા સાંભળી અતિ આદર કરી, સામા
જાયે બોલાવા રે; જાય તારે ગામ પાધર
સુધી, જાયે તેને વલાવા રે. ૬ બહુ ફલ
સહિત કર્મ જો હોવે, જેમાં ધર્મ ન દે-
ખાય રે; ધર્મ તજીને કર્મ ન કરવું, ધર્મ-
થી સર્વે થાયે રે. ૭ પુરવ રૂષિ કોઇ
અશુભ આચરીયાં, તે ચિત્તમેં નહિ લીજે
રે; બ્રહ્માનંદ હરિકે પાપ તજિને, પુન્ય
કરયું તે કીજે રે. ૮. **પદ ૩.**

જો કોઇની હોય ગોપ વારતા
કેદિ પ્રકાશ ન કરવી રે ।। જથા જોગ્ય
સંતપૂજન કરવું સમદૃષ્ટિ નવ ધરવી રે
।।૧।। નિમ અધિક ચોમાસામેં ધરીયે સર્વે
શક્તિ પ્રમાણે રે ।। અસમર્થ હોય તો એક
જ શ્રાવણ મૈનામાં ઉર આણે રે. ।।૨।। નિયમ

વિના ક્રોધને નવ રેવું, સૂર ધીર મન થાવું રે; સર્વે હેતે કરી તમે સાંભળો, ઉત્તમ નિમ બતાવું રે. ૩. વિષ્નુ કથા નિત્ય સુણવી ને વાંચવી, કે ગુણ કીર્તન ગાવું રે; મહા પૂજા મંત્ર જાપ તે સ્તોત્રના, પાઠમાં તત્પર થાવું રે. ૪. પ્રદક્ષિણા સાષ્ટાંગ પ્રભુને, નમિયે તે રૂડી રીતે રે; ઉત્તમ નિમ કયા એમાંથી, ધારીયે એકને પ્રીતે રે. ૫. એકાદશિ સર્વનો આદરથી, કરવો તે ઉપવાસ રે; કૃક્ષ જન્મ શિવરાત્રિનું વૃત્ત તે, કરવું સહિત હુલ્લાસ રે. ૬ વૃત કરીને જો દિવસે સુવે તો, નાશ વૃતનો જાણો રે; જેમ મૈથુનથી નાશ વૃતનો તેવી જ રીત પ્રમાણો રે. ૭. વૈશ્નવના રાજા શ્રી વલ્લભ, તે સુત વિઠલ ભાણ રે, એમણે જે વૃતને ઉછવ માન્યા, બ્રહ્માનંદ હરિકે પ્રમાણ રે. ૮. પદ ૪.

યથા વિધિ કરી દ્વારિકાં આહ્નિક, તીર્થ યાત્રાયે રે; જ્યાં ત્યાં કોઇક દીનને દેખી, અધિક દયાલુ થાયે રે. ૧ વિષ્નુને શિવશંકર ગણપતિ, પારવતી રવી દેવા રે; પાંચે દેવ અમારા રે જનને, પૂજ્યપણે માની લેવા રે. ૨. ભૂતાદિક ઉપદ્રવ જારે, આવે તો અન્ય દેવ ન સેવો રે; નારાયણ કવચ ને હનુમત સ્તોત્રનો, પાઠ તારે કરી લેવો રે. ૩ સૂરજ ચંદ્રનું ગ્રહણ થાય તારે, સર્વે કામ તજી દેવું રે; શુદ્ધ થૈ બેસી મનમેં મનમેં, નામ કૃશ્નનું લેવું રે. ૪. સૂકાય તારે વસ્ત્ર સહિત, નાય ઉઠી બડભાગીરે; દાન ગૃહી દેવે શક્તિ પ્રમાણે, કૃશ્ન પૂજા કરે ત્યાગી રે. ૫. જન્મનું સૂતક મરણનું સૂતક, પોતાના સંબંધીનું પાલોરે; બ્રા-

આમેં કર્યું તેમ ચ્યારેઇ વરણિક, દોષ મારા જન ટાલો રે. ૬. શમ દમ ક્ષમા સંતોષ દયાદિક, તે ગુણ બ્રાહ્મણ શોભે રે; શુર પણું ધિરપણું દાતા, તે ગુણે ક્ષત્રિ લોભે રે. ૭. ખેતિ વ્યાજ વણિજ આદિ ગુણ, તે સર્વે વૈશ્ય જે રાખે રે, શુદ્ર કરે ત્રણ વરણની સેવા; બ્રહ્માનંદનો વાલો ભાખેરે ૮ પદ ૫.

સંસ્કાર નિત્ય કર્મ શ્રદ્ધાદિક, ત્રૈવ-રણિક ઉર ધારે રે; નિજ નિજના ગ્રહ-સુત્ર પ્રમાણે, કરવાં સમા અનુસાર રે. ૧ અણજાણે કે જાણી કરીને, ગુરૂ લઘુ અઘ કાંઇ થાયે રે; તેનો તે કરવો દોષ નિવારણ, શક્તિ પ્રમાણે સદાય રે ૨ ચ્યારેઇ વેદને સૂત્ર જે વ્યાસનાં, ભાગવત નામ પુરાણ રે; વિષ્નુનાં નામ સહસ્ત્ર કેવાય, ભારતમેં પ્રમાણ રે. ૩ ભગવદ્ગીતા

વિદુરની નીતિ, તે પણ ભારતમાંય રે; સ્કંધપુરાણના વૈષ્નવખંડમેં, વાસુદેવ મહાતમ ગાય રે. ૪ ધર્મશાસ્ત્રમાંઇ યાજ્ઞવલકયની, સ્મૃતિ તે અતિ સાર રે; એ સત શાસ્ત્ર અલોકિક આઠ છે, એ ઉપર મુજને પ્યાર રે. ૫ ત્રૈવરણિક જે દાસ અમારાને, સુણવાં કેવાં ભણવાં લાગી રે; જે પોતાના હેતને ઇચ્છે, મારો જન બડભાગી રે. ૬ દોષનિવાર આચાર વેવારના, નિરણેને અર્થે જાણો રે; મિતાક્ષરા જુક્ત યાજ્ઞવલ્કયની સ્મૃતિ તે પરમાણો રે. ૭ દશમ ને પંચમ સ્કંધ ભાગવતમેં, સર્વેનું સાર કેવાય રે; બ્રહ્માનંદ હરિ કે કૃષ્ણજીવનનું, અતિ મહાત્મ ગાય રે. ૮. **પદ ૬.**

દશમ પંચમ બે સ્કંધ ભાગવતના, ભક્તિ ને જ્ઞાન બતાવે રે, યાજ્ઞવલ્કય

રૂષિ કેરી જે સ્મૃતિ; ધર્મ વાત દરસા-
વે રે. ૧ ભક્તિ શાસ્ત્ર અમે દશમ કયો,
જોગ શાસ્ત્ર તે પંચમ કૈયે રે; ધ-
ર્મ શાસ્ત્ર યાજ્ઞવલ્કયની સ્મૃતિ, અનુક્રમે
સમઝી લૈયે રે. ૨ વ્યાસ સૂત્રનું ભાષ્ય
શ્રી સુંદર, ભાષ્યગીતા અનુસારે રે; રામા-
નુજ આચાર્યે કીધા, શાસ્ત્ર અધ્યાતમ મા-
રે રે. ૩ શ્રીકૃષ્ણ ભક્તિ ધર્મ વૈરાગનું,
માહાતમ અધિક બતાવે રે; તેએ શાસ્ત્રમેં
વચન તે બલીયાં, સૌમેં પ્રધાન કેવાવે રે.
૪ ધર્મ સહિત શ્રીકૃષ્ણની ભક્તિ કરવી
તે સૌને સદાઇ રે, એવી તે ભક્તિ થકી
અંતરમાં; વાધે તે પ્રીત અધિકાઇ રે. ૫
શ્રુતિસ્મૃતિ સદાચાર જે થાપ્યા, તે સત
ધર્મ કહાવે રે; મહાત્મજ્ઞાન સહિત ઘણી
પ્રીતિ ।। હરિ ભક્તિ ઠેરાવે રે ।।૬।। કૃષ્ણ

વિના સર્વે વસ્તુ ઉપર્ય ॥ પ્રીતિ વૈરાગ રે ॥ જીવ માયા ઈશ રૂપને જાણુવાં ॥ જ્ઞાન તે કહે બડભાગ રે ॥ ૭ ॥ રૂદે રચો અણુ ચૈતન જ્ઞાતા ॥ સર્વે દેહમેં વ્યાપેરે ॥ જ્ઞાન કલા રચો અછેદ અખંડિત ॥ બ્રહ્મા-નંદ જીવ તે થાપે રે ॥૮॥ **પદ ૭.**

ત્રિગુણુ જુક્ત તપ કૃષ્નની શક્તિ ॥ દેહ દેહનું હોય તેહરે ॥ તેમાં જીવને અહંમમતા કેરૂં ॥ કારણુ માયા એહરે ॥ ૧ ॥ રૂદયમેં જીવની પેર્યે જીવમેં ॥ અંતરજામી રયા આપરે ॥ સદા સ્વતંત્ર કર્મ ફલ દાતા ॥ ઈશ્વર નામ અમાપરે ॥૨॥ તે શ્રી કૃષ્ન પરબ્રહ્મ પોતે ॥ પુરૂષોત્તમ ભગવાનરે ॥ સર્વ અવતારના કારણુ અ-મારે ॥ ઈષ્ટ ઉપાસન સ્થાનરે ॥ ૩ ॥ તે રાધા જુક્ત હોવે તારે ॥ રાધા કૃષ્ન

સુખ ધામરે ॥ રૂક્મિણી રમા જુક્ત હોય તારે ॥ લક્ષ્મીનારાયણ નામરે ॥૪॥ નરનારાયણ નામ કહાવે ॥ જારે હોય અર્જુન સાથરે ॥ બલભદ્રાદિક જોગે કરીને, તે તે નામે હોય નાથરે ॥૪॥ રાધા આદિક ભક્ત કયા જે ॥ ક્યારેક પાસે જોયેરે ॥ કયારેક અંગમેં લીન સ્નેહે કરી ॥ તારે હરિએક હોયેરે ॥૫॥ તે માટે શ્રીહરિના સ્વરૂપમેં ॥ ભેદ હોય નહિ કાંઈ રે ॥ ચ્યારે ભુજા બે ભુજા ને બઉ ભુજા ॥ એની ઇછા માંઈરે ॥૬॥ એનીજ કરવી ભક્તિ અવશ્ય કરી ॥ ભૂતલ નરતનુ ધારીરે ॥ ભક્તિ જેવું સાધન જગતમેં ॥ નૈ બીજું શુભ કારીરે ॥૭॥ ગુણવંત નરના ગુણાનું તે એ ફલ ॥ ભક્તિ સાધુ સંગ પાયરે ॥ બ્રહ્માનંદ વિદવાન હોય તોય ॥ વિના અધોગતિ જાયરે ॥૮॥

પદ ૮.

કૃષ્ન વલી અવતાર છે કૃષ્નના ॥
કૃષ્નની પ્રતિમા હોઇ રે ॥ ધ્યાન અંતરમેં
તેનું જ કરવું ॥ તેમેં રેવું ચિત પ્રોઇ રે
॥ ૧ ॥ મનુષ્ય દેવ વળી જન બ્રહ્મવેતા ॥
મોટા અતિ કેવાય રે ॥ બીજી વિધિ સ-
નમાન તે કરવું ॥ તેનું તે ધ્યાન નથાય
રે ॥ ૨ ॥ નિજ આતમને બ્રહ્મ કરી
જાણો ॥ દેહ ત્રણ્યથી છે ન્યારો રે ॥
બ્રહ્મથૈ કૃષ્નની ભક્તિ કરવી ॥ એમ ઉર
માંઈ વિચારો રે ॥ ૩ ॥ દશમ સ્કંધ
શ્રી ભાગવત કેરો ॥ સુણવા તે જોગ્ય સ-
દાઇ રે ॥ તે નહિતો વરષમેં એકવાર ॥
સાંભળવો ચિત લાઇ રે ॥ ૪ ॥ પંડિત
તેમણે નિત નિત વાંચવું ॥ કે વરષમેં
એક વારરે ॥ એમ સુણે એ રીતે વાંચે ॥
મારા ભક્ત ઉદ્ધારરે ॥૫॥ પુરશ્ચરણ દશમ

નું કરવું પૂન્ય થાનકમેં જાઇ રે ।। વિષ્નુ સહસ્ત્ર નામનું કરવું ।। એ વાંછિત ફલદાઇ રે ।। ૬ ।। દેવ મનુષ્ય કોઇ રોગ સંબંધી ।। આપદ દુઃખ પડી આવે રે ।। નિજ પરની જેમ રક્ષા થાય ।। તેમ વરત્યો એ જાવેરે ।। ૭ ।। એ શિખામણ અતિ સુખદાઇ ।। અંતર ધારી લેજો રે ।। બ્રહ્માનંદનો વાલોજી બોલ્યા ।। કૃષ્ન કૃષ્ન નિત્ય કેજો રે ।। ૮ ।। પદ. ૯.

પદ રાગ ગરબી. સખી ગોકુલ ગામના ચોકમાંરે ।। એ ઢાલ છે ।। માની લેજો શીખામણ માહેરીરે ।। હુ કહું કરીને પ્રીત ।। મા ।। મારા વચન પ્રમાણે જે વર્તશેરે ।। તે રેસે સુખી રૂડી રીત ।। મા. ૧ ।। જેવી હોય અવસ્થા જેવી સંપતિરે ।। જેવો જાતિનો અધિકાર ।। મા ।। અંગ આ-

ચાર વેવાર દોષ ટાલવોરે ॥ કરવો શાસ્ત્રને અનુસાર ॥ મા. ૨ ॥ મત વિશિષ્ટાદ્વૈત તે આપણો રો વળી ધામ વાંછિત ગૌલોક ॥ ॥ મા ॥ બ્રહ્મરૂપ થૈ કરવી સેવા કૃષ્નનીરે ॥ તે મુક્તિ સમઝે જાય શોક ॥ મા. ૩ ॥ ધર્મ સામન્યપણે સર્વે વર્ણના રે ॥ વળી કયા સહિત વિસ્તાર ॥ મા૦ ॥ હવે ધર્મ વિશેષ કહું સર્વના રે ॥ ધારી લેજો સૌ નરનાર ॥ મા૦ ૪ ॥ મારા જેષ્ઠ કનિષ્ઠ બે ભ્રાત છે રે ॥ તેના સુત કહાવે માહા-ધીર રે ॥ મા૦ ॥ વળી મોટાના અવધ-પ્રસાદ છેરે ॥ વળી છોટાના રઘુવીર ॥ મા૦ ॥ ૫ ॥ તે નજીક સંબંધી વિના નારિ-થીરે વલી સંબંધ ન રાખે લેશ ॥ મા૦ ॥ તેને પર્શે નહિ ને બોલે નહિરે ॥ નવ કરે તેને ઉપદેશ ॥ મા૦ ૬ ॥ કોઇની

થાપણુ ન રાખો તજો કુરતા રે ॥ નવ થાવું જમાન જરૂર ॥ મા૦ ॥ આપદકાલ ભિક્ષા કરી કાઢિયે રે ॥ રેવું કર્જ થકી અતિ દૂર ॥ મા૦ ૭ ॥ ધાન્ય દીધું પોતાને સેવકે રે ॥ તેનું નવ થાય વેચાણુ ॥ મા૦ ॥ બ્રહ્માનંદનો વાલો કે જુનું દૈને રે ॥ નવું લેવું તે વાત પ્રમાણુ ॥ મા૦ ૮ ॥ પદ ॥ ૧ ॥

॥ ધર્મ રીતિ રૂડી ધર્મ વંશની રે ॥ જેમાં અધર્મનો નહિ લેશ ॥ ધ૦ ॥ વળી ભાદરવા શુદી ચોથનેરે ॥ દાડે પૂજે તે દેવ ગણેશ ॥ ધ૦ ૧ ॥ આસો વદ ચૌદશને દિવસે રે ॥ કુલદેવ પૂજાય હનુમંત ॥ ધ૦ ॥ કેહિ વિઘન કોઈ વ્યાપે નહિ રે ॥ વાધે સંપતિ સુબુદ્ધિ અનંત ॥ ધ૦ ૨ ॥ સતસંગીની ધર્મ રક્ષા

કારણે રે ॥ કીધા ધર્મવંશી ગુરૂદેવ ॥
ધ૦ ॥ દેઈ બોધ મુમુક્ષુ જીવને રે ॥ પાપ
ટાલી દીધાં તતખેવ ॥ ધ૦ ૩ ॥ જેમ
જોવો જેના અધિકારને રે ॥ રાખે નિજ
નિજ ધર્મ સહિત ॥ ધ૦ ॥ સદ ગ્રંથ
ભણે ને રાખે શીલતા રે ॥ વળી સાધુ
સંઘાતે પ્રીત ॥ ધ૦ ૪ ॥ લક્ષ્મી નારાયણ
આદિ દેવને રે ॥ થાપ્યા મોંટા મંદિર
માંય ॥ ધ૦ ॥ તેને જથા વિધિ કરી
પૂજીયે રે ॥ તેણે આ લોક પરલોક સુખી
થાય ॥ ધ૦ ૫ ॥ કોઇ અન્નાર્થી આવે
મંદિરે રે ॥ તેને જથા સંપત દેવું ધાન્ય
॥ ધ૦ ॥ રૂડી વાણિ કરીને બોલાવવો
રે ॥ દેવું મનમેં રીઝીને સનમાન ॥ ધ૦૬॥
વિદ્યાવંત બ્રાહ્મણ એક રાખવો રે ॥ કરવી
પાઠશાલા પુન્યવંત ॥ ધ૦ ॥ કરવો વિસ્તાર

તે સહ વિદ્યાતણો રે ॥ વાધે એણે કરી સુકૃત અનંત ॥ ધ૦ ૭ ॥ તેમની ત્રિયા પોતાના પતિપાસલેરે ॥ લેવે આજ્ઞા કપટ નહિ લેશ ॥ ધ૦ ॥ બ્રહ્માનંદ હરિકે સર્વે નારને રે ॥ કરે કૃષ્ન મંત્ર ઉપદેશ ॥ ધ૦ ૮ ॥ પદ ॥ ૨ ॥

સુણો વાત કહું શુદ્ધ ધર્મની રે ॥ તમે ધારી લેજો કરી પ્રીત ॥ સુ૦ ॥ ધર્મવંશી આચારજની ત્રિયા રે ॥ તે રહે સદા એવી રીત ॥ સુ૦ ૧ ॥ તે નજીક સંબંધી વિના પુરૂષથી રે ॥ નવ બોલે સ્પર્શ નવ થાય ॥ સુ૦ ॥ તેથી પ્રસંગ નહિ કોઇ રીતનો રે ॥ કેદિ વદન નહિ દેખાય ॥ સુ૦ ૨ ॥ વળી મારા આશ્રિત ગૃહિ પુરૂષને રે ॥ વિધવાને અડ-વાનું બંધ ॥ સુ૦ ॥ તેથી છેટે રેવું ડર

ખાઇને રે ॥ જેથી નવ હોય નજીક સંબધ ॥ સુ૦ ૩ ॥ વળી કહું સર્વે ગૃહિને વાર-તારે ॥ ધારી લેજો સહિત ઉમંગ ॥સુ૦॥ જુવા માત સુતા ને બેન દુખ વિનારે ॥ નહિ રેવું એકાંત તેને સંગ ॥ સુ૦ ૪॥ કોઇ મોટા તીર્થમેં જાઇને રે ॥ નવ કરવું ત્રિયા કેરૂં દાન ॥ સુ૦ ॥ સદા ડરતું રેવું તે નારથી રે ॥ જેને વેવાર પ્રસંગ રાજા સંગ ॥ સુ૦ ૫ ॥ ઘર આવ્યા અભ્યાગત પૂજીયે રે ॥ અન્ન આદિ દૈ શક્તિ પ્રમાણુ ॥ સુ૦ ॥ જથા યોગ્ય કારજ દેવ પિતૃનું રે ॥ કરે જેવું કહે વેદ પુરાણુ ॥ સુ૦ ૬ ॥ માત પિતા ગુરૂની કરવી ચાકરી રે ॥ સદા દેહ પર્યંત એક તાર ॥ સુ૦ ॥ કોઇ બીજોઇ મનુષ રોગી જોઇને રે ॥ કરવી સેવા શક્તિ અનુસાર ॥ સુ૦

૭ ॥ સદા ઉદ્યમ પોચાય તેવો કીજીયે રે
નિજ વર્ણાશ્રમને ઘટીત ॥ સુ૦ ॥ ખેડુ
માત્રને ન કરવો ગોધલો રે ॥ બ્રહ્માનંદ-
નો વાલો કે જગમિત ॥સુ૦ ૮॥ **પદ ૩.**

॥ સતસંગી સર્વ તમે સાંભ-
ળો રે ॥ જેવી શક્તિ જેવો કાળ જોય
॥સ૦॥ વરો જોઇને અન્ન ધન સંચી રાખિ-
યે રે ॥ તૃણ સંચિયે જેટલો પશુ હોય
॥ સ૦ ૧ ॥ પશુ સુખિયા રહે રાખે તે-
ટલાં રે ॥ રહે ખડ પાણીની બરદાસ ॥
સ૦ ॥ વધુ રાખી ભૂખે નવ મારવાં રે ॥
એ રીતિ રાખો મમદાસ ॥ સ૦ ૨ ॥ સા-
ખ્યસહિત લખત વિના કોઇ દિને રે ॥
નહિ પુત્ર મિત્ર સંગ વ્યાપાર ॥ સ૦ ॥
વળી ભૂમિ ધનના લેણદેણમેં રે ॥
લખ્યા વિના કરે તો આવે હાર ॥ સ૦

૩ ॥ વળી વિવાહમેં ધન નિજ પારકું
રે ॥ કીધો દેવા તણો નિરધાર ॥ સ૦ ॥
સાખ્ય સહિત લખત તેનું કીજીયે રે ॥
નહિ બોલી તણો અતબાર ॥ સ૦ ૪ ॥
જેવો હોય પોતાનો આય વરો રે ॥ ક-
રિયે ખરચ તેવો સુખદાય ॥ સ૦ ॥
હોય ખરચ વધુ ને ઓછી આયપદ રે ॥
તો નિશ્ચે તેને દુખ થાય ॥ સ૦ ૫ ॥ વ-
ળી ઉપજ ખપત નિજ દ્રવ્યની રે ॥ રાખે
સર્વ સંભારી નિજ ચિત ॥ સ૦ ॥ તે
લખે પોતાને રૂડે અક્ષરે રે ॥ રહે એવી
રીતે નિત નિત ॥ સ૦ ૭ ॥ ધન ધાન્ય
કમાઇ ઘેર લાવિયે રે ॥ તેમેં કરિયે પ્ર-
ભુનો પૂન્ય ભાગ ॥ સ૦ ॥ બ્રહ્માનંદનો
વાલો કે સૌના હેતની રે ॥ એમ વર્ત્તે તે
બડ ભાગ ॥ સ૦ ॥ ૪ ॥ પદ ॥ ૪.

વાત કહું સર્વેના હેતની રે ॥ ધારી લેજો કરી મન ભાવ ॥ ૧૦ ॥ ભાગ દશમો જથાર્થ કાઢિયે રે ॥ ન પોચાય તો વીશમો ઠરાવ ॥ વા૦ ॥ ૧ ॥ એકાદશી આદિક જે વૃત છે રે ॥ તે ઉજવો શાસ્ત્ર અનુસાર ॥ વા૦ ॥ નિ-જ શક્તિ પ્રમાણે ધન ખરચિયે રે ॥ એ છે વાંછિત ફલ દેનાર ॥ વા૦ ૨ ॥ શ્રા-વણ મૈને પૂજા વળી શિવની રે ॥ પોતે કરિયે કરાયે કોઈ પાસ ॥ વા૦ ॥ બીલી-પત્ર આદિક લૈ પૂજિયે રે ॥ તમે સર્વે સુ-ણો મમ દાસ ॥ વા૦ ૩ ॥ નિજ આચા-રજ ને મંદિર કૃષ્ણનું રે ॥ તેથી કરજ ન લેવું કોઇ દિન ॥ વા૦ ॥ વળી વાસ-ણ ભૂષણ વસ્ત્ર આદિ દૈ રે ॥ પોતા અ-ર્થે ન માગે મારો જન ॥ વા૦ ૪ ॥ કૃ-

ષ્ણુ ગુરૂ સાધુને દરશણે રે ॥ જાતાં વાટે પર અન્ન ન ખાય ॥ વા૦ ॥ જે સ્થાને જાયે ત્યાંઇ નવ લૈયે રે ॥ પર અન્ને નિ-જ પૂન્ય હરાય ॥ વા૦ ૫ ॥ કૈ મજુરી ન ભાંગિયે મજુરની રે ॥ હુરિજનથી વે-વાર નહિ વાત ॥ વા૦ ॥ કરજ દીધું તે ગોપ ન રાખવું રે ॥ નવ ઢાંકવી પોતા કેરી જાત ॥ વા૦ ૬ ॥ ઉપદ્રવ રાજા રિ-પુ ભૂંડા કાલનો રે ॥ તેથી લજ્યા ધન પ્રા-ણ જણાય નાશ ॥ વા૦ ॥ ત્યાંથી ડા-ચો જન જૈરે બીજા દેશમાં રે ॥ મેલી મૂળ પોતાનો ગામ ગરાસ ॥ વા૦ ૭ ॥ ગૃહિ શરધાવાળો ને ધનવંત જે રે ॥ ક-રે હિંસા રહિત વિષ્નુ જયાગ ॥ વા૦ ॥ બ્રહ્માનંદ પ્રભુકે તીર્થ પર્વમાં રે ॥ સાધુ વિપ્ર જમાડે બડભાગ ॥ વા૦ ૮ ॥

**પદ ॥ ૫ ॥**

કહું વાત સર્વેના હેતની રે ॥
તમે ધારી લેજો બુદ્ધિવાન ॥ ક૦ ॥
મહા ઉછવ તે કરવા હરિ મંદિરો
રે ॥ જોઈ દ્વિજ સુપાત્ર દેવા દાન ॥
ક૦ ૧ ॥ મારા આશ્રિત રાજાને એમ વ-
ર્ત્તવું રે ॥ રેવું ધર્મ શાસ્ત્રને અનુમાન ॥
ક૦ ॥ રૂડો ધરા ઉપર ધર્મ થાપવો રે ॥
પ્રજા પાળવી તે પુત્ર સમાન ॥ ક૦ ૨ ॥
રાજા અંગ ઉપાય છો જાણવા રે ॥ ચડી
જાવું પડાવ પાડે ભેવ ॥ ક૦ ॥ વળી ખ-
ટ સંધિ કરે ને વેર આદરે રે ॥ વળી મ-
ળી જાયે તતખેવ ॥ ક૦ ૩ ॥ સભા માં-
ઇ મોટેરા તેને ઓળખે રે ॥ જાંણે દંડ-
વા ન દંડવા જોગ ॥ ક૦ ॥ જાણે તીર્થ
તે વાત લીધાં તણાં રે ॥ તે રાજાનું રા-
જ અરોગ ॥ ક૦ ૪ ॥ હવે સર્વે સુહા-

ગણિ નારિયુ રે ॥ સેવે ઇશ્વરની પેરે ની-
જ નાવ ॥ ક૦ ॥ અંધો રોગી નપુંસક
દલિદરિ રે ॥ તોય કઠીણ ન બોલે રાખે
ભાવ ॥ ક૦ ૫ ॥ રૂપવાન જુવાન વળી
બહુ ગુણી રે ॥ એવો અન્ય પુરૂષ જો હો-
ય ॥ ક૦ ॥ કેહિ સહજ પ્રસંગ તેનો ન
કરે રે ॥ નાભી કુચ ઉદર દેખે નહિ કો-
ય ॥ ક૦ ૬ ॥ એક વસ્ત્ર ન ડોલે ભવા-
ઈ ન જોય રે ॥ નહિ નિર્લજ નારિ સગ
હેત ॥ ક૦ ॥ કેહિ હલકું ન કાઢે વેણ
મુખથી રે ॥ રહે પોતાની લાજ સહેત ॥
ક૦ ૭ ॥ જારે પતિ જાય પરદેશમેં રે ॥
રૂડું વસ્ત્ર ભુષણ પેરે નાય ॥ ક૦ ॥ કો-
ઇને ઘેર ન જાય ને હસે નહિ રે ॥ બ્ર-
હ્માનંદ હરિ કે સતી કહાય ॥ ક૦ ૮ ॥

**પદ ॥ ૬. ॥**

તમે સર્વે હરિજન સાંભળો રે ॥ હું કહું છું કરીને અતિ ભાવ ॥ ત૦ ॥ હવે વિધવા ત્રિયાની રીતિ કહું રે ॥ અતિ ત્યાગે કરીને ઉછાવ ॥ ત૦ ૧ ॥ સેવે વિધવા હરિને પતિ ભાવથી રે ॥ રહે પુત્ર પીતાને આધીન ॥ત૦॥ પોતે સ્વતંત્ર થઇને કેદિ ન રહે રે ॥ જો રહે તો થાય લાજ હીન ॥ ત૦ ૨ ॥ નરને સંબંધિ વિના અડકે નહિ રે ॥ જે વિધવા નામ કેવાય ॥ ત૦ ॥ પોતે જવાન સંબંધિ જવાન છે રે ॥ અવશ્ય કારજ વિના ન બોલાય ॥ ત૦ ૩ ॥ સ્તન ધાવતા બાલકના સ્પર્શનો રે ॥ નહિ દોષ પશુ જયું અસાધ ॥ ત૦ ॥ વળી અવશ્ય કારજમેં વૃધના રે ॥ સ્પર્શ ભાષણનો નહિ બાધ ॥ ત૦ ૪ ॥ તે પાસે વિદ્યા કાંઇ ન ભણે રે

॥ વૃત કરિ નિત દેહ દમ્યું ચાય ॥ ત૦ ॥
નિત અતિશે અભાવ રાખે જક્તનો રે ॥
બેઠી ગોવિંદના ગુણ ગાય ॥ ત૦ ૫ ॥ જે
ધન પોતાના નિરવાહ જોગ રે ॥ તે રાખી
વધે તે કરવું ધર્મ ॥ ત૦ ॥ કેહિ વિધવા
ન સુવે ખાટલે રે ॥ જમે એકજવાર જાણે
મર્મ ॥ ત૦ ૬ ॥ કેહિ મૈથુન જુક્ત પ્રાણી
માત્ર ને રે ॥ નવ દેખે જાણીને કોઈ દન
॥ ત૦ ॥ સુવાગણી વેરાગણિ જોગણીરે ॥
તેનો વેશ ન ધારવો તન ॥ ત૦ ૭ ॥
નિજ કુલની રીતિનો વેશ રાખવો રે ॥ તજે
ગર્ભ ઘાતણી કેરો સંગ ॥ ત૦ ॥ નરની
શ્રૃંગાર વારતા ન કરે રે ॥ બ્રહ્માનંદ કહે
સુણે ન ઉમંગ ॥ ત૦ ૮ ॥ **પદ ॥ ૭.**

રૂડિરીતિ કહું તે ચિત ધારજો રે
॥ જેને થાવું હોય ભવપાંર ॥ ૨૦ ॥

કરે ધ્યાન નિરંતર કૃષ્ણનું રે ॥ જેને ફેર
થયો સંસાર ॥ ૩૦ ૧ ॥ હોવે જુવાન
પુરૂષ સગો ઢુકડો રે ॥ વળી વિધવા જુવાન
હોવે અંગ ॥ ૩૦ ॥ તો આપદકાલ વિના
કોઈ વિધિ રે ॥ નવ રેવું એકાંત તેને
સંગ ॥ ૩૦ ૨ ॥ ન હોંલી ખેલે ને ભુ-
ષણુ ન ધરે રે ॥ નવ પેરે તે વસ્ત્ર જરિ-
યાન ॥ વિના વસ્ત્ર ન નાવું કોઈ દિવસે રે ॥
સધવા વિધવા સુણો ધરી કાન ॥ ૩૦ ૩ ॥
નારિ સર્વેને રજ ન છપાવવો રે ॥ જારે
આવે તારે સૌને જણાય ॥ ૩૦ ॥ દિન
તીન અડે ન વસ્ત્ર મનુષ્યને રે ॥ અડે
ચોશે દિન નાઇ શુદ્ધ થાય ॥ ૩૦ ૪ ॥
મારા આશ્રિત દ્રઢ બ્રહ્મચારી જો રે ॥
સર્વે ત્રિયાને ન પર્શે દેખે નાંઇ ॥ તેથી બોલે
નહિ ન કરે વારતા રે ॥ તેની વાત ધરે ન

કાનું માંઈ ॥ ૨૦ ૫ ॥ ત્રિયા સ્નાન આ-
હ્નિક ક્રિયા જ્યાં કરે રે ॥ ત્યાં કેદિ ધરે
ન જાણી પાવ ॥ ૨ ॥ તે થાને તેવી ક્રિયા
ન કરે રે ॥ એને ઉરમેં ત્રિયાનો અભાવ
॥ ૨૦ ॥ વિના દેવ પ્રતિમા કાષ્ટ ચીત્રનીરે ॥
જો ત્રિયા આકારે હોય ॥ ૨૦ ॥ બ્રહ્મ-
ચારી ન દેખે તેને ન અડે રે ॥ તે નૈષ્ઠિક
સાચા સોય ॥ ૨૦ ૭ ॥ કેદિ ન અડે નારિના
વસ્ત્રનેરે ॥ પ્રતિમા કરે ન બુદ્ધિવંત ॥ ૨૦ ॥
બ્રહ્માનંદનો વાલો કે ધારો વારતા રે ॥ એ
ધાર્યાથી લાભ અનંત ॥ ૨૦ ૮ ॥ પદ ॥ ૮



॥ પદ રાગ ગરબી ॥ હરિજન
સાચા રે જે ઉરમાં હિંમત રાખે ॥ એ
ઢાલ છે ॥ મૈથુન કરતું રે કોઈ પ્રાણીને
નવ જોવે ॥ ન અડે ન દેખે રે નરને ત્રિય

વેશ જો હોવે ॥ ૧ ॥ સંભલાવા ત્રિયનેરે ॥
હરિ જશ નવ ગાવે તાંને ॥ બ્રહ્મચર્ય
જયાં જાવે રે તો ગુરૂનાં વચન ન માને
॥ ૨ ॥ કેદિ બેઠા રે હોઇયે નિજ થાનક
માંઇ ॥ જોર જોરાઇયે રે ॥ ત્રિય કુલટા
આવે ત્યાંઇ ॥ ૩ ॥ જેમ તેમ કરીને રે
બ્રહ્મચર્ય સહિત ઉગરવું ॥ કુલટા કેરૂં રે
ત્રસકાર અતિશય કરવું ॥ ૪ ॥ તેના નિ-
જના રે જાય પ્રાણ આપદ પડી આવી ॥
બોલી અડીને રે પણ લેવા પ્રાણ બચાવી
॥ ૫ ॥ તેલ ન ચોલે રે તન આયુધ
ધારે નાંઇ ॥ વેશ ભયંકર રે નવ રાખે
શાંત સદાઈ ॥ ૬ ॥ રસના જીતે રે વલી
અધિક વિચાર કરીને ॥ બ્રહ્માનંદ પ્રભુકેરે ॥
તે વાલા અધિક હરિને ॥૭॥ પદ ॥ ૧.
પિરસણ હારિ રે જે દ્વિજ ઘર

નારિ રહાવે ॥ ત્યાંબ્ર હ્મચારી રે ભિક્ષા કરવા ન જાવે ॥૧॥ જે દ્વિજને ઘરે હોય રે પુરૂષ પીરસણુ હારો ॥ ત્યાં જાય સુખથી રે વળી નૈષ્ટિક ત્યાગી અ-મારો ॥ ૨ ॥ જાતી બ્રાહ્મણુ રે નવ પીવે ચર્મનું વારિ ॥ પ્યાજ લસુનને રે નવ ખાવે અશુભ વિચારી ॥ ૩ ॥ ત્રિકાલ સંધ્યા રે જપ ગાયત્રિનો કરવો ॥ વિશ્નુ પૂજન રે તેમેં નિશદિન મન ધરવો ॥૪॥ ભોજન ન કરે રે કેદિ વૈશ્વ દેવ વણ કીધે ॥ સેવે ગુરૂને રે ભણે વેદ શાસ્ત્ર ધર્મ વિધે ॥ ૫ ॥ ત્રિયની પેરે રે ત્રિય સંગીનો સંગ ત્યાગે ॥ હરિને સમરે રે શુભ રીતિને અનુરાગે ॥ ૬ ॥ સર્વે સાધુ રે નૈષ્ઠિક બ્રહ્મચારીને ધારે ॥ ત્રિયની પેરે રે ત્રિય સંગી સંગ નિવારે ॥ ૭॥ અંતર શત્રુરે

સાધુ જન જીતો થાઇ ॥ બ્રહ્માનંદનો રે
વાલો કહે અતિ સુખદાઈ ॥ ૮ ॥

પદ ॥ ૨ ॥ સર્વે ઇંદ્રિ રે છે જીત્યા
જોગ્ય સદાઈ ॥ તેમેં રસના જીતો રે બલ
અતિ ઉર લાઇ ॥ ૧ ॥ ધન નવ રાખે રે
ન રખાવે કોય પ્રસંગે ॥ થાપણુ ન રા-
ખેરે કેદિ શસ્ત્ર ધરે નહિ અંગે ॥ ૨ ॥
નિજ ઉતારો રે હોય જગ્યા બંધિ જેવી ॥
એવા થલમેં રે કેદિ ત્રિય ગરવા નવ દેવી
॥ ૩ ॥ આપદ વિના રે સંગ વિના નિશિ
નવ ચાલે ॥ એકાએકી રે આપદ વિના
ક્યાંઇ ન હાલે ॥ ૪ ॥ શાલ દુશાલા રે
રંગેલા અંબર ભારે ॥ માગ્યા વિના રે
આપે તોય અંગ ન ધારે ॥ ૫ ॥ ભિક્ષા
સભા વિના રે કેદિ ગૃહિને ગૃહ નવ જાવે ॥
વિના હરિ ભક્તિ રે મિથ્યા નહિ કાલ

ગમાવે ॥ ૬ ॥ પુરૂષ પીરસે રે તો નોત્રું માને તારે ॥ ત્રિયનું દરશન રે નવ થાય કોય પ્રકારે ॥ ૭ ॥ એવા ગૃહિને ગૃહેરે મારા સાધુ જમવા જાવે ॥ બ્રહ્માનંદ હરિ-કેરૂરે નૈતો નિજ પાક બનાવે ॥ ૮॥

**પદ ॥ ૩ ॥**

પૂરવે બ્રાહ્મણ રે જડ ભરત થયા ધરણિમેં ॥ ત્યાગી અમારારે વરતો એ જેમ કરણીમેં ॥ ૧ ॥ સર્વે બ્રહ્મચારી રે સરવે સાધુ ત્યાગો આવું ॥ ભાંગ તમાકુ રે તાંબૂલ અફિણ ન ખાવું ॥ ૨ ॥ શ્રીમંત આદિ રે જે સંસ્કાર જગમાંઇ ॥ એકાદશમેં રે વળી શ્રાદ્ધ બારમેં જાઇ ॥ ૩ ॥ તે અન્ન ન જમે રે સરવે સાધુ ને બ્રહ્મચારી ॥ દિવસે ન સુવે રે તનરોગ વિના સુ વિચારી ॥ ૪॥

વાત જગતની રે ન કરે નવ શ્રવણે ધારે
એ વિધિ વરતે રે તે સંત પ્રમાણુ અમારે
॥ ૫ ॥ રોગ વિના તો રે નિત્ય ધરણિ
ઉપર સુવું ॥ સાધુ આગે રે વળી નિષ્ક-
પટી નિત હોવું ॥ ૬ ॥ કુબુધિ કોઈક
રે ગાલીદે કોઇક મા ॥ ખમિયા રાખેરે
સર્વેનું હેત વિચારે ॥ ૭ ॥ દૂત કર્મનેરે
ન કરવું ચુગલ ન થાવું ॥ બ્રહ્માનંદ પ્રભુ
કેરે ક્યાંઇ હેરૂ થૈ નવ જાવું ॥ ૮ ॥
પદ ॥ ૪ ॥

---

## ॥ પદ રાગ ગરબી ॥

વાલા રમઝમ કરતા કાન મારે ઘેર આવો
રે ॥ એ ઢાલ છે॥ દેહ અહંતાને મમ-
તા સર્વે કુટંબીની ત્યાગો રે ॥ મારા જ-
ન મારી આજ્ઞા માંઇ સદા અનુરાગો રે

॥૧॥ સૌના ધર્મ કયા સંક્ષેપ શાસ્ત્ર અ-
નુસારે રે ॥ આ સંપ્રદાય ગ્રંથ માંઇ ક-
થ્યા વિસ્તારે રે ॥ ૨ ॥ ઇચ્છા અધિક સુ-
ણ્યાની હોયતો ત્યાંથી સુણજો રે ॥ મુખ-
થી કૃષ્ણ કૃષ્ણ દિન રાત નિરંતર ભણજો
રે ॥ ૩ ॥ મેં સર્વ શાસ્ત્ર લૈ સાર પત્રિ
વિસ્તારી રે ॥ સૌને વાંછિત ફળ દેનારી
સદા સુખકારિ રે ॥ ૪ ॥ આ શિક્ષા પ-
ત્રિ પ્રમાણ વિચારીને રેવું રે ॥ મારા આ-
શ્રિતને કોઇ કાલ સ્વતંત્ર નવ રેવું રે ॥
૫ ॥ જે એમ રેશ્યે નરનાર તે સુખીયાં
થાશે રે ॥ બ્રહ્માનંદ કે રેશે હરિ પાસ મુ-
ક્ત કેવાશે રે ॥ ૬ ॥ પદ ॥ ૧.

જે શિક્ષાપત્રિ સિધાંત અંતર-
મેં લાવે રે ॥ તે ધર્મ અર્થ ને કામ
। મોક્ષ. સિદ્ધિ પાવે રે ॥ ૧ ॥ -આ

પત્રિને અનુસાર જો ન રેવાય રે ॥ તો આ સંપ્રદાયથી બાર લબાડ કેવાય રે ॥ ૨ ॥ મારા આશ્રિત રાખી નિમ વચન અનુસરવો રે ॥ આ પત્રિ કેરો પાઠ નિત્ય કરવો રે ॥ ૩ ॥ જેને નૈરે અક્ષર કેરૂં જ્ઞાન તે રહો આ રીતે રે ॥ નિત્ય આ-દર સહિત અખંડ શ્રવણ કરો પ્રીતે રે ॥ ૪ ॥ જો વાંચણહાર ન હોયતો પૂજા કર-જો રે ॥ મારી વાણિને મારૂં સ્વરૂપ આ-આદરે ઉર ધરજો રે ॥ ૫ ॥ આ વાણિ તે અમૃત રૂપ પીજો રૂડી રીત્યે રે ॥ બ્ર-હ્માનંદનો વાલો ઘનશ્યામ બોલ્યા અતિ પ્રીતે રે ॥ ૬ ॥ પદ ॥ ૨.

હોય દૈવિ સંપતિ જુક્ત તમે જાણિ લેજો રે ॥ આ પત્રિ પરમ અનુપ તેને સુખે દેજો રે ॥ ૧ ॥

જે આસુરિ સંપતિ જુક્ત તેને લેજો જો-
ઇ રે ॥ તે નરને પત્રિ પુનિત ન હેશે
કોઇ રે ॥ ૨ ॥ એવી રીતે કયા મેં ધર્મ
સક્ષેપ કરીને રે ॥ મારા આશ્રિત અંતર
માંઇ લેજો ધરીને રે ॥ ૩ ॥ તમે સૌ
સૈના ધર્મ સાર સર્વે ધારી લેજો રે ॥ વ-
ળી કૃષ્ણ કૃષ્ણ દિન રાત નિરતર કેજો રે
॥ ૪ ॥ આ પત્રિ પરમ અનુપ સિધાંત
છે ભારિ રે ॥ એને હૈડામાંઇ અખંડ
ધારો નરનારિ રે ॥ ૫ ॥ બ્રહ્માનંદનો વા-
લો ઘનશામ કહે સાર શિખામણ દીધી
રે ॥ પત્રિ ભવ જલ તરવા કાજ નૌકા કી-
ધી રે ॥ ૬ ॥ પદ ॥ ૩,

શુભ સંવત્ અઢારે માંઈ વરષ
બયાસી રે ॥ રૂડી મહા શુદ પંચમી
દીન આ પત્રિ પ્રકાસી રે ॥ ૧ ॥

લખી પત્રિ પરમ સિધાંત સહજાનંદ સ્વા-
મિ રે ॥ કયા સૌના ધર્મ સિધાંત રાખી
નહિ ખામી રે ॥ ૨ ॥ પત્રિ ગુઢ અર્થ
ગીરવાણુ પોતે કીધી રે ॥ તેને પ્રાકૃત
કરવા કાજ આજ્ઞા મુને દીધી રે ॥ ૨॥
સૌને સંસ્કૃત કેરી રીત નથી સમઝાતી
રે ॥ માટે પદ બાંધ્યા કરી પ્રેમ ભાષા
ગુજરાતી રે ॥ ૪ ॥ હરિદાસને સંકટ
માત્ર તણા ક્ષય કારિ રે ॥ વળી ભક્તિ
ધર્મ સહિત રાખણુહારિ રે ॥ ૫ ॥ નિત
વાંછિત સુખ દેનાર ધર્મ દુલારો રે ॥ તે
બ્રહ્માનંદ ઉર માંઇ મંગલ વિસ્તારોરે ॥૬॥

ઇતિ શ્રી સહજાનંદસ્વામિ શિષ્ય
બ્રહ્માનંદ મુનિ વિરચિત
શિક્ષાપત્રી સમાપ્ત.

-

## ૬૧

## સંધ્યા નિયમ.

સદગુરૂ વિનતી મોરી, આવ્યો ચરણે તોરી, ઉગારો અબકી વેરા, મટાડો ચોરાશી ફેરા, પતિત પાવન બરદ સંભારો, આવ્યો ચરણે ફેરો ટારો. સર્વે પતિતમાં હું પણ પાપી, વિષય વણુંધો રાખો ત્યાગી; એવા અવગુણ મુજમાં ભારી, તે તમે જાણો દેવ મોરારી. ફરી ફરીને કાયો સ્વામિ, બહુ દુઃખ પામ્યો અંતર જામી, મતપંથમાં સરવે જોયા, સત્સંગ વિના ફરી ન મોયા; હું હું કરતાં ન મળે હરી, જઈ ભોગવ્યા ચોરાશી ફરી. એવા મત તો જગમાં બહુ ને સમજણ વિના ભૂલ્યા સહુ. સમજણ છે સદગુરૂની પાસ, સંત મળે તો થાય પ્રકાશ; એવા સંતો ક્યારે મળે, ને ક્યારે સદગુરૂ કીરપા કરે; મુજ ઉપર જ્યારે કીધી મહેર, મેલ્યા

મહાજન મારે ઘેર; તેણે આવી કહ્યું એમ, આવો અવસર ભૂલ્યો કેમ; ત્યારે કહ્યું સુણો જગદીશ, મને મળ્યો મારો ઇશ; ત્યારે કહ્યું તે વચન માંહ્ય, અમને કહ્યું તુજને સાહ્ય, સ્વામિ પ્રગટયા પુરણ બ્રહ્મ, તેનું તું જઇ લેને શર્ણ. જનમમરણ તું છુટીશ કયાંય, બીજે કુશળ નથી કયાંય પાંચ વર્તમાન હૃદે ધરજે; પછી કહી એ તેવું કરજે; દારૂ માટી ચોરી અવેરી, વટ વટલાવું ના અમારી. તો ઇશ્વરની થાશે મહેર, જમડા જાશે ટળશે વેર; ત્યારે થાશે આનંદકારી, બ્રહ્માંડની ઉગરશે બારી; તેમાં જઈ તું સુખે રહે, ને મુખે નામ નારાયણનું લહે. હવે ન જાવું વહેતે પુર, મળીયા પ્રભુ પ્રગટયા હજુર; જય રામદાસ કહે મળીયા રામ, ત્યારે સર્યાં અમારાં કામ.

નજર કરોરે નાથ, ચરણ પર દાસ

તમારી, તન મન ધન ને પ્રાણ, નાખુ તમ પર વારી, દર્શન વિના દયાળ જીવ ઝંપે નહિ મારો, સાચુ કહો મહારાજ પ્રભુ મારે સંગ તમારો, સંગ તમારો શામળીયાજી ઉલટ ઘણો છે અંગ; નજર ભરી ભરીને નીરખું મારા સ્વામી સહજાનંદ, મજરો લેજોરે મહારાજ; શા માટે જદુરાય આવડી રીસ ચડીછે સેવા કરતાં રાજ કહો કંઈ ચુક પડી છે. આહેર ઓછી જાત બુદ્ધિ જાણો નહી જદુ નાથ, રીસાયા ગીરધારી તમને ન ઘટે મારા નાથ; મહેર કરીને મોહનજી મને, સદાય રાખજો પાસ, દયા કરીને દામોદરજી પ્રેમાનંદના નાથ, મજરો લેજો મહારાજ

નારાયણ નર દેવ વંદુ ને અક્ષર મધ્યે હરિ રાજહી, પુરૂષોત્તમ પરિ [illegible] કહીએ શ્રી હરિકૃષ્ણ પ્રગટ સહી, મચ્છ કચ્છ ને

શુકલ નરહર, વામનજી આ દેહ ધરી,
ફરશુરામ અવતાર કહીએ શ્રી હરી કૃષ્ણ
પ્રગટ સહી, જગના નાથ જગદીશ સ્વા-
મિને રામચંદ્ર રઘુનાથજી, કૃષ્ણ કમળા
નેણ કેશવ શ્રી હરિ કૃષ્ણ પ્રગટ સહી,
પૂરવ દેશ ને અયોધ્યા નગરી; ગામ છપૈયા
નામજી, મંગળકારી મુનીશ્વર પ્રગટયા
શ્રીહરિકૃષ્ણ પ્રગટ સહી, કૌથમી શાખા-
ને શરવરીયા દ્વીજ ત્રીપર શામવર દેહ
ધરી, માતા ભક્તિ ને પિતા ધર્મ શ્રીહરિ
કૃષ્ણ પ્રગટ સહી, ઉત્તર દક્ષિણ પૂરવ પ
શ્ચિમ, જગનાથ હરિ જાયહી, ત્રણે ખંડ
ફરી આવ્યા દુરગપુરમાં શ્રીહરિ.દુરગપુરમાં
આવી મોહન મુક્તસહિત હરિ શોભતા
અક્ષર સમ કહીએ દુરગપુરમાં શ્રીહરિ.
બ્રહ્મા ભવ સનકાદિક ગાવે ને વેદ નિરંતર
ગાયજી, નિષ્કુળાનંદ કરે સ્તુતિ, શ્રીહરિ.

## જાહેર ખબર.

**શ્રી સ્વામિનારાયણ સ**
**સત્સંગીઓને માટે ચ**

કદિ નહી બહાર પડેલાં ત
જેલાં એવાં ચરિત્રો અથાગ શ્રમ
સદ્‌ગુરૂ અને સંત પાસેથી ગ્રંથ
પાડવામાં આવ્યાં છે તેમાં—

1. **સત્સંગ માહાત્મ**—સદ્‌ગુરૂ શ્રી નિત્યાન સ્વામિ, વ્યાપકાનંદ સ્વામિ. માહાનું ભાદ નંદ સ્વામિના સંપૂર્ણ જીવન ચરિત્રો ત લોયાના ત્રીજા વચનામૃતમાં આવેલા હ ભક્તોનાં આખ્યાનો. રોયલ સોળ પે ૨૦૦ પૃષ્ટનું પુસ્તક કિ. રૂ. ૦—૬—
2. **નાની શિક્ષાપત્રી**—શ્રીજી મહારાજ મૂર્તિ સાથે શિક્ષા પત્રીના શ્લોક ત અર્થ, નિષ્કામ શુદ્ધિ, જનમંગળ, પ્રાર્થ અને હનુમાન સ્તોત્ર. ૦—૪—૦
3. **આઠ સદ્‌ગુરૂનો તકતો.** ૦—૨—૦

મળવાનું ઠેકાણું:—

**માસ્તર ચીમનલાલ જીભાઇ પરીખ.**
સ્વામિનારાયણનું મંદીર—પેટલાદ.